॥ સનાતન પરમો ધર્મ ॥

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

પ્રચાર પ્રસાર

જાગૃત ઉજાગર

# સનાતન ધર્મ પત્રિકા

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ
નખત્રાણા-કચ્છ

કાર્યાલયઃ ૫૦૧ - ૫૦૪, પાંચમો માળ, નરોડા બિઝનેસ હબ કોમ્પલેક્ષ, નરોડા દેહગામ રોડ, એસપી રિંગરોડ પાસે, નરોડા - અમદાવાદ ૩૮૨ ૩૩૦.

● સં. ૨૦૭૬ ● અષાઢ વદ - ૨ ● તા. ૦૭-૦૭-૨૦૨૦ ● મંગળવાર SDP NO: 80 MOB. : WHATSAPP- 9422884366, 7410087935. hmtsanatandharmpatrika@gmail.com

## વીજળી ત્રાટકતા પવનચક્કી માં આગ લાગી



નખત્રાણા તાલુકાના લક્ષ્મીપર નેત્રા ગામેં વહેલી સવારે અંદાજિત ચારથી પાંચ વાગ્યાના સમય દરમિયાન આકાશમાંથી વીજળી ત્રાટકતા પવનચક્કી પર પડી હતી, જેથી તેના પાંખડા માં આગ લાગી હતી, અને એક પછી એક તોતિંગ પંખ નીચે પટકાયા હતાં.

પવનચક્કી માં આગ લાગતા ગ્રામજનોમાં ભયનો માહોલ બન્યો હતો. આવા બનાવ કરછમાં અવાર નવાર બને છે, જેથી વન્ય પ્રાણીઓ અને પક્ષીઓ ના મોત ના કારણ બને છે.

## કચ્છમાં વરસાદ ના વાવડ

કચ્છ જિલ્લામાં ગઈકાલથી વરસાદી માહોલ યથાવત બની રહ્યો છે.

કરછ જિલ્લા ના અનેક વિસ્તારમાં વરસાદ ચાલુ જ રહ્યો હતો.

માંડવીમાં ધમાકેદાર વરસાદ થયો હોવાના સમાચાર છે. છેલ્લા 24 કલાકમાં 3 ઈંચ (67MM) જેટલું પાણી વરસ્યું હતું. રાત્રે 2.30 વાગ્યે વાતાવરણનો પલટા થયો અને ગાજવીજ પવન ના સૂસવાટા સાથે નખત્રાણા તાલુકાના ગામડાઓમાં પણ વરસાદ વરસ્યો હતો.

મુન્દ્રાના સમાઘોઘા માં સાંબેલાધાર વરસાદ થયો હતો. જિંદાલ કમ્પની માં જોશભેર પાણી વહ્યા હતા. મુન્દ્રમાં છેલ્લા 24 કલાકમાં 2 ઈંચ (45 MM) પાણી વરસ્યું હતું.

હજીપીરમાં સારા વરસાદ થી તળાવમાં નવા પાણી આવ્યા ના સમાચાર છે.

અબડાસા વિસ્તારમાં ગત રાત્રી દરમિયાન સારો વરસાદ વરસ્યો છે, નલિયા માં ગત રાત્રી ના 16 MM જેટલો વરસાદ નોંધાયો છે.

લખપત તાલુકાના ગામડામાં પણ મેઘરાજા મહેરબાન થયા હતા. દયાપર માં 24 કલાકમાં 21 MM વરસાદ વરસ્યો છે.

અંજાર શહેરમાં તાલુકાના ગામડામાં આજે સવારના શરૂ થયેલા વરસાદે 6 થી 8 દરમિયાન અંજારમાં 1 ઈંચ 20MM વરસાદ નોંધાયો છે. ભચાઉ શહેર અને તાલુકામાં આજ સવાર થી વરસાદ વરસી રહ્યો છે જેમાં ભચાઉ માં 35 MM દોઢ ઈંચ જેટલો વરસાદ નોંધાયેલ છે.

ભુજ શહેર માં આજે સવારે 6 થી 8 દરમિયાન 10 MM વરસાદ સતાવાર નોંધાયો છે.

રાપર ના તાલુકાના અનેક ગામડામાં આજે વહેલી પરોઢ થી ઝરમર વરસાદ વરસી રહ્યો છે. રાપર શહેર માં આજે સવારે 6 થી 8 દરમિયાન 8 MM વરસાદ વરસ્યો છે.

સૌરાષ્ટ્ર-કચ્છમાં ભારે વરસાદની આગાહી કરાઈ છે. એન. ડી. આર. એફ. ની એક ટીમ સ્ટેન્ડબાય તરીકે મૂકવામાં આવી છે.



## જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેરછાઓ









કાંતિભાઈ વાલજીભાઈ રામાણી કોટડા (જ.) હાલ રાયપુર **Mob. 9427288566 (SDP** મનનીય લેખ ના લેખક) અને લિજેશભાઈ હંસરાજભાઈ જાદવાણી ઈસલામપુર. **Mob. 9923540385 (DMG Executive Member )**, પોતાના જન્મ દિવસ નિમિત્તે સનાતન ધર્મ પત્રિકા ના સભ્ય બની સમાજ પ્રત્યેની પોતાની ફરજ અને લાગણી વ્યક્ત કરી છે.

શ્રી સમાજ અને પ્રચાર પ્રસાર સમિતિ તેમનો આભાર સાથે જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેરછાઓ પાઠવે છે.

**Covid-19 Cases** — INDIA / WORLD

| Covid-19 Cases | INDIA | WORLD |
|---|---|---|
| Confirmed Cases | 697,413 | 11,449,707 |
| Total Deaths | 19,693 | 534,267 |
| Total Recovered | 424,433 | 6,179,006 |
| Active Cases | 253,287 | 4,736,434 |

## શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત "સનાતન ધર્મ પત્રિકા" ૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

**તા. ૦૫. ૦૭. ૨૦૨૦ પ્રશ્ન નંબર - ૩૬.**

યુવાસંઘ ની સામાજીક અને આધ્યાત્મિક ટીમ જ્ઞાતિના બાળકોમાં સંસ્કાર સિંચન હેતુ કયા મિશન હેઠળ કાર્ય કરે છે...???

**સાચો જવાબઃ** મિશન અભિમન્યુ

**સાચો જવાબ આપનાર વિજેતાઃ** કીર્તિ લધા રામ લીંબાણી - સિકંદરાબાદ ૯૩૯૧૦૦૨૫૭૫

**તા. ૦૬.૦૭.૨૦૨૦ ગઈકાલ નો પ્રશ્ન નંબર - ૩૭**

૨૦૧૬ માં ભારતીય સેનાએ પાકિસ્તાન પર કયો હમલો કર્યો હતો.
જેનો હાર્દ ફિલ્મ "ઉરી" માં પણ રજૂ કરાયો છે... ???

**આજના પ્રશ્ન માટે જુઓ સમાચાર વિડિયો ક્લિપ,**

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧૨ વાગ્યા સુધીમાં વોટ્સેપ દ્વારા 7718977774 પર મોકલો અને જીતો ઈનામ ...

આપણું મુખપત્ર, આપણો સમાજ, ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..

## આપણું આયુર્વેદ

સંકલન : કાન્તીભાઈ રામાણી, કોટડા(જડોદર).

**આયુર્વેદ માં ઘણી બધી એવી વસ્તુઓ છે જે મનુષ્યો માટે અમ્રુત સમાન આશીર્વાદ છે તો તે અન્ય જીવો માટે મોતનુ કારણ પણ બને છે.**

**આમાંની કેટલીક વસ્તુઓ વિષે જાણીએ...**

**૧. મધ (શહદ)...**

આયુર્વેદમાં મધને અમ્રુત તુલ્ય માનવામાં આવ્યું છે. મેડિકલ સાઈન્સ પણ મધને સર્વશ્રેષ્ઠ પૌષ્ટિક તથા એંટીબાયોટીક નો ભંડાર માને છે. મનુષ્ય માટે તેનું સેવન શક્તિ વર્ધક તથા ઘણા નાના મોટા રોગો માં ઉપયોગી છે.

આજ મધનું એક ટીપું જો સ્વાન, કુતરાઓ ચાટે તો તેના માટે કાતિલ ઝેર છે, તે તુરંત મરી જશે.

**૨. દેશી ગાયનું શુદ્ધ ઘી.**

દેશી ગાયના શુદ્ધ ઘીને આયુર્વેદમાં અમ્રુત માનવામાં આવ્યું છે. મેડિકલ સાયન્સ પણ મનુષ્ય માટે એક શક્તિ વર્ધક તથા કઈ રોગો માટે જૂના ઘી ને ઉપયોગી માને છે.

પરંતુ માંખી આને નથી ખાઇ શક્તી, ઘી ઉપર માખીઓ બેસે તો તુરંત મરીજાય છે. માટે ઘી માખીઓ સિવાય બધાજ જીવો માટે અમ્રુત સમાન છે.

**૩. મિશ્રી (સાકર.)**

આ પણ અમ્રુત તુલ્ય મીઠી હોય છે. આયુર્વેદ માં દેશી પદ્ધતિથી બનાવવા માં આવેલી સાકાર ઉત્તમ માનવામાં આવે છે. મેડિકલ સાયન્સ પણ **गया हैं और** આવી સાકર ને ઉત્તમ એંટીબાયોટિક માને છે.

આશ્ચર્ય એ છે કે જો એક કણી સાકરની ખર (ગધેડો) ખાય તો તુરંત મરીજાય.

**૪. દેશી ખારા લીમડાની લીમ્બોળી** આષાઢ મહિના માં પાકે છે. આ પાકેલી લીમ્બોળી ઓ મીઠી હોવાથી લોકો શૌકથી ખાયછે. લીમ્બોળી માં બધા રોગો હરનાર ગુણો હોવનો આયુર્વેદ માં ઉલ્લેખ મળે છે. મેડિકલ સાયન્સ પણ આવુજ માને છે.

પરંતુ આશ્ચર્ય ની વાત છે કે કાગડા દિવસ રાત લીમડાના ઝાડ પર રહે છે પરંતુ તેના નસીબમાં લીમ્બોળી ખાવાનું નથી અને ખાય તો તરતજ મરીજાય.

**૫. સીતાફળ.**

પાકાં મીઠા સીતાફળ એક જંગલી ફળ છે જે મનુષ્યો ને બહુ ભાવે છે. ખનીજ દ્રવ્યો નો ભંડાર હોવાથી આરોગ્ય માટે બહુ ઉપયોગી છે.

આ સીતાફળ ના પાન કે ફળ બકરી જાત માટે ઘાતક છે.

આવી ઘણી વસ્તુઓ નુ વર્ણન આપણા આયુર્વેદમાં છે જેનુ જ્ઞાન તેના નિષ્ણાત વૈદ્યો ને છે.

કુદરતે બધી વસ્તુઓનુ બધા ને માટે સર્જન નથી કર્યું. જંગલી જાનવરો તથા પક્ષીઓ માં આળખવાની કુદરતી ભેટ છે. તે પણ બીમાર પડે છે પરંતુ ઈલાજ પોતે કરીલે છે. એમને ડોક્ટર ની કે દવાઓ ની જરૂરિયાત પડતી નથી. મનુષ્યો માટે જાણકારી હોવી જરૂરી છે. અજાણતાં કરેલો ઉપયોગ નુકસાનકારક થઇ શકે છે.માટે જંગલમાં ફરવાનું થાય તો કોઈ અજાણ વસતુ ને ખાવું કે અડવું પણ નહીં. ધણી વનસ્પતિઓ વગેરે માં રહલુ ઝેર નુકસાન કારક હોય છે.